॥ ॐ ॥

ધી સરસ્વતિ એમેચ્યુઅર ડ્રેમેટીક

કલ

# પ્રેમકુમારી



લેખક. નારણસીંહ પ્રતાપસીંહ પુરબીઆ.
વનિતા વિશ્રામ—સુરત.

આવૃતિ ૧. પ્રત ૧૦૦૦] [સંવત ૧૯૭૬ સને૧૯૨૦

છપાવી પ્રસિદ્ધ કરનાર.
ચીરસુખરામ કેશવરામ ભટ્ટ
વાડીફળીઆ; સીધમાતાની શેરી સુરત,

કીંમત ૦—૩—૦

શા. ખુબચંદ અમીચંદના થી. સુરત જૈન. એ. પ્રીં. પ્રેસમાં અંબાશંકર નરભેરામ વ્યાસે છાપ્યું ઠે. ખપાટીયા ચકલા સુરત

# સુજ્ઞ વાંચકોને નમ્ર વિનંતી.

વિ, વિ. જણાવવાનું કે આ નાટક લખવામાં શ્રીમાન્ રમાશંકર ઘેલાભાઇ જોશીએ જે અમૂલ્ય મદદ કરી છે તે માટે તેમનો અત્યંત આભાર માનવામાં આવે છે. તેમજ આ કામમાં નીચેના ગૃહસ્થોએ જે મદદ કરી છે તે માટે તેમનો આભાર માનવામાં આવે છે.

મી. મીનોચર જે સંજાના.

મી. વીરસુખરામ કે ભટ્ટ

મી. ટી. પી. પી.

મી. ડાહ્યાભાઇ જે. દેશાઇ

મી. ભગવતીલાલ સી. મહેતા વીગેરે.

આ ખેલમાં જે કાંઇ ભૂલચુક હોય, તે મહેરબાની કરી સુજ્ઞ પ્રેક્ષકોએ સુધારી લેવી,

લી. લેખક.

નારણસીંહ. પી. પુરબીયા.

## અમુલ્ય લાભ.

શ્રી વિષ્ણુ યાગ પદ્ધતિ, શ્રી વિવાહ ચંદ્રીકા, શ્રી શ્રાદ્ધ કૌમુદી, શ્રી લઘુરૂદ્ર પદ્ધતી, ઉપલા ચારે પુસ્તકો ઘણીજ કીફાયત કિંમતે આપવામાં આવશે.

ઠે. વાડીફળીયા
મુ. સુરત

શાસ્ત્રી જગન્નાથ પરશુરામ ત્રિવેદી.

# પ્રેમકુમારી નાટકના પાત્રો.

## પુરૂષ પાત્રા

જગતસિંહ.........માળવાના મહારાજા
સજ્જનસિંહ...... તેનો દેશભક્ત પ્રધાન
જયશિખર.........સૌરાષ્ટ્રના રાજા
કેસરીસિંહ.........કચ્છના રાજા
ભૂપતસિંહ.........જગતસિંહના ભાઇ
પ્રમોદસિંહ...... સૌરાષ્ટ્રનો સેનાપતિ
અનંગસિંહ...... માળવાનો સેનાપતિ
વીરમલ............સજ્જનસિંહનો મિત્ર
ગડબડદાસ......... સૌરાષ્ટ્રનો ઘોબી
લશ્કરી........... સૌરાષ્ટ્રનો જેલર
સિદ્ધજીત......... ગીરનારનો શિષ્ય મહાત્મા

તે સિવાય સૈનિકો, દરબારીઓ, દૂતો, વીગેરે

## સ્ત્રી પાત્રો

કનકાવતી............( પ્રેમકુમારી ) જયશિખરની ભગીની જગતસિંહની ભાવિ પત્નિ
મોહાની............... તેની દાસી લશ્કરીની પત્નિ
ચંપા.................. મોહીનીની સખી ગડબડદાસની પત્નિ

તે સિવાય સાહેલી, દાસીઓ વીગેરે

## ગતવૃતાંત.

જગતસિંહે જયશિખરને કેટલીકવાર યુદ્ધમાં હરાવી છોડી દીધો આવા એકાદ યુદ્ધ પ્રસંગે કનકાવતીની દૃષ્ટિ જગતસિંહ ઉપર પડતાં જગતસિંહપર મોહિતથઈ તે અને જયશિખરની જગતસિંહ જોડે લગ્ન કરવા રજા માંગી જયશિખરે હા પાડી પ્રમોદસિંહ જોડે કુંકુંમ પત્રિકા લખી મોકલી અહિંથી આપણા નાટકની શરૂઆત થાય છે.

---

# અંક ૧ લો.

**પ્રવેશ** ૧ સ્થળ માળવામાં દરબાર

નાચરંગ થયા બાદ પ્રમોદસિંહનું કુંકુંમ પત્રિકા લઇ આગમન પત્રિકા વાંચતાજ જગતસિંહનો ક્રોધ પ્રમોદસિંહ તથા જગતસિંહનું વાગ્યુદ્ધ અંતે પ્રમોદસિંહને કેદ કરી તેનો વધ કરવા જગતસીંહનું તૈયાર થવું. સિદ્ધજીત આગમન બચાવ

ટેબ્લો.

**પ્રવેશ** ૨—લશ્કરી તથા ગડબડનો વિનોદ ગડબડનું જવું મોહીની આગમન લશ્કરી મોહિની પ્રેમ દર્શન.

**પ્રવેશ** ૩—જયશિખરનો આવાસ

પત્રિકાની ઉત્તરની વાટ જોતો જયશિખર પ્રમોદ-

સિંહ આગમન જવાબમાં અપમાનના સમાચાર આપવા. જયશિખરનું ઉશ્કેરાઇ યુદ્ધ માટે તૈયાર થઇ કેશરીસિંહપર મદદ માટે પત્ર લખવો

પ્રવેશ ૪—કનકાવતીનો આવાસ

કનકાવતીનો સખીઓ જોડે વિનોદ. મોહીની આગમન જગતસિંહનો સંદેશો કેહેવો. કનકાવતીનું ખુશ થવું મોહીનીને ભેટ

પ્રવેશ ૫—કેસરીસિંહનો દરબાર

નાચરંગ. પ્રમોદસિંહનું પત્ર લઇ આવવું. કેસરીસિંહનું ખુશ થઇ જયશિખરની મદદે જવું.

પ્રવેશ ૬—કનકાવતીનો આવાસ

વિરહાગ્નીમાં ઝુરતી કનકાવતીનો સખીઓ જોડે વિનોદ

વેશ ૭—સિદ્ધજીતનો મઠ

કેસરીસિંહના આગમનની વાટ જેતો જયશિખર, પ્રમોદસિંહ તથા અનંગસિંહનું આગમન. ત્રણેનું વાગ્યુદ્ધ અંતે પ્રમોદ તથા અનંગનું દ્વંદ્વયુદ્ધ પ્રમોદ ઠાર જયશિખરનો પશ્ચા-તાપ આપઘાતની તૈયારી સિદ્ધજીત પ્રવેશ સાંત્વન

પ્રવેશ ૮—ગડબડ, ચંપાનો વિનોદ, મોહીનીનું આવી ગડબડને તેડી જવું. લશ્કરી પ્રવેશ. ચંપા પાસે

પ્રેમ યાચના પ્રપંચી પ્રેમ. ગડબડનું આવવું. પોગળ ખુલ્લું થવું. લશ્કરીને માર

પ્રવેશ ૬—છાવણી

જગતસિંહ ભરનિદ્રામાં સુતેલો છે. મોહીની તથા કનકાવતીનું આગમન. જગતસિંહનું જાગ્રત થવું. કનકાવતીની તસ્વીર આપી મોહીની તથા કનકાવતીનું જવું. જયસિખર તથા કેસરીસિંહ પ્રવેશ.

પ્રપંચી વાતચીત, કેસરીસિંહનું સંતાવું. જગતસિંહને જાગ્રત કરવા જયશિખરની તૈયારી જગતસિંહનું જાગવું જગતસિંહનો ક્રોધ, લડાઈ; જયશિખરની હારવાની તૈયારી કેશરીસિંહ પ્રવેશ. ત્રણેનું વાગ્યુદ્ધ અંતે શસ્ર ઉપાડવાં જગતસિંહ કેદ.

ટેબ્લો,

---

## અંક બીજો

પ્રવેશ ૧—જગતસિંહના કેદ થવા માટે કનકાવતીનો અફસોસ, સાધુસિદ્ધજીત પ્રવેશ જગતસિંહનો પ્રેમ મેળવવા પ્રયત્ન કરવાનું કહી જવું,

પ્રવેશ ૨—સજ્જનસિંહના હૃદયોદ્ગાર ભૂપતસિંહ પ્રવેશ. ભ્રાતૃદ્રોહી વિચાર સજ્જન ભૂપતનું વાગ્યુદ્ધ

પ્રવેશ ૩—ગડબડની લશ્કરીને ઉંઘી શિખામણ મોહીનીનું આવવું. લશ્કરીનું નાસી જવું. ગડબડની મોહીની પાસે પ્રેમ યાચના. પ્રપંચી પ્રેમ. અચાનક લશ્કરીનું પ્રવેશવું, ગડબડનું ગભરાવું, પેટીમાં સંતાવું, પોગળ ખુલ્લું થતાં બહાર નીકળવું, ગડબડને માર

પ્રવેશ ૪—કનકાવતી જગતસિંહ પાસે સંગીત શીખવા જયશિખર પાસે રજા માંગે છે માગણીનો તિરસ્કાર. કનકાવતીનું આપઘાત કરવા તૈયાર થવું, સિદ્ધજીતને હાથે બચાવ અને રજા અપાવવી.

પ્રવેશ ૫ કેદખાનું જગતસિંહ તથા કનકાવતીના મોહીનીના હાથે ગાંધર્વ લગ્ન.

પ્રવેશ ૬—લશ્કરી અને ચંપા, ગડબડ જોડે ચંપાના લગ્ન માટે લશ્કરીની મસલત ગડબડનું આવવું લગ્ન કરવાની ફરજ પાડવી ગડબડની ના પાડવી ભૂતનું આવવું ગડબડનો ગભરાટ અને લગ્ન.

પ્રવેશ ૭—સજ્જન તથા ભૂપતની પરસ્પર વાતચીત ભૂપતનું જવું સજ્જનના મિત્રોનો પ્રવેશ મહારાજા જગતસિંહને છોડવવાનો નિશ્ચય.

પ્રવેશ ૮—સજ્જનસિંહ તથા ભૂપતસિંહનું યુદ્ધ. ભૂપતસિંહ કેદ.

—ટેબ્લો—

# અંક ત્રીજો.

પ્રવેશ ૧—સજ્જનનું પ્રવેશવું જગતસિંહને નાસવાનો માર્ગ બતાવી જવું કનકાવતીનું ફુળફુલ લઇ આવવું જગતસિંહ કેદખાનાથી કંટાળી આપઘાતની તૈયારીમાં કનકાવતીને હાથે બચાવ. અંતે નાસવાની તૈયારી સીનટ્રાન્સફર્ડ લશ્કરીનું સજ્જનસિંહના હાથે ખૂન જયશિખર પ્રવેશ જગતસિંહ કેદ.

પ્રવેશ ૨—જુગારી ગડબડનો વ્યાપાર ઘરેણા માટે બળાત્કાર મોહીનીનુ આવવું લશ્કરીના મરણના સમાચાર આપવા પશ્ચાતાપ રાપાના નામનું વીલ કરી મોહીનીનું વનમાં જવું.

પ્રવેશ ૩—જયશીખરનો દરબાર

જયશિખરને હાથે જગતસિંહનો ન્યાય ફાંસીનો હુકમ કનકાવતીનો વિલાપ સિદ્ધજીત પ્રવેશ, જય-શિખરને શિખામણ તિરસ્કાર સિદ્ધજીતને કેદ કર-વાનો હુકમ સિદ્ધજીત શ્રાપ સૈનીકોની શક્તિ લોપ થવી.

ટેબ્લો.

પ્રવેશ ૪—પશ્ચાત્તાપ કરતો સજ્જનસિંહ મિત્રો જોડે વાત ચીત અંતે મહારાજાને છોડાવવાનો નિશ્ચય કરી ચાલ્યા જવું.

પ્રવેશ ૫—વધસ્થાન

જગતસિંહની જયશિખરને શિખામણુ સાંકળ ખેંચ-વાનો હુકમ સજ્જનસિંહ આગમન મુગ્ધ જયશિખરની હાર

(સીનટ્રાન્સફર્ડ)

દરબાર—જયશિખરને હાથે કનકાવતીના જગતસિંહ જોડે લગ્ન.

શાંતિ. શાંતિ. શાંતિ,



॥ श्री गणेशायनमः ॥

# પ્રેમકુમારી

## નાટકના ગાયનો.

"મંગળાચરણ".

શ્રીવર નટવર સ્મરતું રમાવર
પ્રિયકર દુઃખહર સુખકર સાગર
નંદ કુંવર સુણી ગિરિધર નાગર
છો તમ વિશ્વાધાર ચરાચર............શ્રીવર.
ચંદ્ર સૂરજ નભ મંડળે તારા
સર્વ ચુમે તુજ ચરણ કૃપાળા
લેજે શરણ અમ કાર્ય કૃપાકર.........શ્રીવર

નટી—

૧.

સાવેન અભિમાની સંતો કેરી વાણી
રકઝક મનમાં કરતો માને ન કોઈ વાણી
તનથી દેશની સેવા તું કરજે
ભૂલવણીમાં તું નહિ પડજે
મિત્ર ખોટા પ્રેમ ખાતર બનશે બેફામ
નોકરીથી મળશે નહિ તુંને સન્માન
જગમાં મોટું સ્વતંત્રતાનું અભિમાન
યજ્ઞ હોમ કરજે તું માતાનું લઈ નામ

નટીઓ— ૨.

તીર્થો છે આ અમ સારૂં રે ભારત માતા
લક્ષ્મી વિના રઢીયાળું રે ભારત માતા
કર્તવ્યે પૂરા પ્રેમી ધર્મે જે એક નેમી
મગરૂર જે તારે કાજે ઇચ્છે જે સેવા દેવી
હાહા એ પ્યારા કયાં છે રે ભારત માતા
રાજે જે દેશ સેવે ઉપકારી વૃત્તિ રેવે
જન્મીને જગમાં જેવે વૃત્તિ ધારે જે તેવે
નાકર તારા એ કયાં છે રે ભારત માતા
જગ કીરતારની બલીહારી ના ઇચ્છાપાર ઉતારી
યત્નો કરી ગયા સંચારી મુકીઆ માતે બિચારી
હોંસ ખરી અમીધારાએ ભારત માતા

નાયકો— ૩.

ઘર લીને હે જોબનીયા પ્યારે સાંવરીયા
પતલી કમર હે લચકાયે જ્યના
લગી મેરી ચ રસેં નજનાયા, પ્યારે સાવરીયાં
રસિક બાલ હે મેરેમન અંદર
હાંહાં મન અંદર
લગી નજર જયસે કટરીયાં
પ્યારે સાંવરીયાં............પ્યારે

મોહીની— ૪

ખીલી પુલવડી મદનની ખીલી ફુલવાડી
વેલી ઘેલા શાંત સાહેલી મદમત કા બની
તનમન છેલી—મદનની
પ્રેમરૂપી પવને ઝુલતી અમૃત યૌવનમાં હું ખીલતી
મધુર પરિમલમાં મઘમઘતી કરમ શે પ્યારી-મદનની

મોહીની લશ્કરી— ૫.

જા, જારે હે ધુર્ત ઠગાર, તારી સાથે નહિ બોલું હું
રોસાના હો અલબેલીનાર (૨) તારી સાથે નહિ બોલું હું
કહેતી હો તો હું તને ગ્રાડી લાવી આપું (૨)
પછી પોલકાની મારામાર—તારી.
કહેતી હોતો હું તને ટ્રેઇન લાવી આપું (૨)
પછી મોટરની મારામાર—તારી.
હું મદમાતી છેલ છબીલી (૨)
હું મદન નણો ભરથાર—તારી.

કુનકાવતી ગાયન— ૬

યૌવનનો બાગ રૂડો સોહાએ (૨)
જળવિણ ફુલ કુલો કરમ એ—યૌવનનો.
જળ સિંચઇ સુમાળી પ્રીતેથી
પધારો પ્રિયતમ રાણા સુંવાળા.
અકળાતી આ બાળા અતિ અમુઝાવે—યૌવનનો.

વ્હાલીડા વેગે આવી વ્હાલા
વરસાવો અમી રસધારા
હૃદયના વિખુટા બાગો જરાએ—વૈભવનો

કનકાવતી— ૭

ધરી મેં પ્રેમની કફની પ્રભુના પ્રેમને માટે
મૂકાતો હૃદયનો વિકાર પ્રભુના પ્રેમને માટે
મૂકું આ તન મન ને ધન પ્રભુના પ્રેમને માટે
કદી શીર ધડથી જુદું થાય પ્રભુના પ્રેમને માટે
કદી મારે દુઃખો આવે પ્રભુના પ્રેમને માટે
તભુના એ પવિત્ર પ્રેમ કદી હું પ્રાણ જો જાયે ધરી

કનકાવતી— ૮

દે દર્શન મુને આજ પાતલીઆ
બીન દરશન મન ધીર ન ધરીયા......દે દર્શન
સાંવલી સુરત મારા મનમાં સમાઇ
ખાન પાન તન સુધ વિસરાઈ
કલ ન પડત નીશ દીન ઘડીયાં......દે દર્શન
જેમ ચાતક વર્ષા વિણુ હોએ
પાતલીઆ મીલન વીન મમ ગતિ સોચે
તરૂડી રહી બીન નિર મછલીયા........દે દર્શન

કનકાવતી તેની સખીઓ ૯

સખી પ્રેમીના મનને આનંદની બ્હાર છે.

આરૂં મનડું જાણે એ અનંગની ઝાળ છે
અંતરકળીઓ કંઇ કંઇ ખીલી જગમગ જ્યોતી જણાય
પ્રેમીનું મન તે જ્યોતીમય એકજતાર થઈ જાય.... સખી
વિરહમાં વ્યાકુળ બન્યું મુજ મન ખુબ કરમાય
પ્રભુ પાસે જઇ રડ્યું કરૂં શું. તેનો ઉપાય............સખી
ધીમે ધીમે બોલો જીભલડી દુખી જાશે
તુજ નેત્ર કમળના કટાક્ષથી કોઇ પ્રેમી ઘાયલ થાશે
આ શુદ્ધ પ્રેમનું પાન કરી મુજ પ્રેમી હરખાશેસખી સખી

સિદ્ધજીત ૧૦

ખરાં તે વીરના તનુજો લડે જે કીર્તિને કાજે
ધરીને શાંતિને હિંમત લડે જે કીર્તિને કાજે....ખરાં
બન્યા શૂરવીરને શાણા ડરો શું લોક લાજેથી
ડરાવો શત્રુને આજે તમારી વીરહાકોથી.........ખરાં
બનીને કેસરી રણમાં ધ્રૂજાવો રણભૂમી આજે
રહેશે અમર તમ કાર્યો બતાવો સિંહના સંતાન ખરાં

૧૧

ચંપા અડબડ લશ્કરી—
—ગોળી વાગે ધમધમ (૨)
બંદા બન્યા બારેખમ (૨)
ઠીક આવ્યો લશ્કરી તું લાગમાં (૨)
અરે આતો કોઇ બોલે છે (૨)

અરે એતો ભણકારો છે (૨)
તારો બાપ કુંઆરો છે. (૨)..........ઠીક

ઉના ઉના ઝાંઠ આ તું ખાને ખંભાતના (૨)
મારી નાખ્યો બાપલ્યા મેં જાણી તારી જાતના (૨)
નીકળ બચ્ચા બ્હાર અહીં ક્યાંથી આવ્યો રાતના (૨).... ઠીક

૧૨

કનકાવતી મોહીની—
ચેતન ચકોર શું થયો તું નિરાશ ( ૨ )
હાથે નાખ્યો ચંદ્ર પ્રકાશ....................ચેતન
મેઘ છવાયો નથી રે ગગનમાં નિર્મળ ભાસે ચોપાસ
વિજળી ચમકે જેથી અકળાતું (૨) થાયે નિરાશ શું આજ
હાથે આવ્યો દાવ ના ગુમાવીશ રાજ........ચેતન

જગતસિંહ— ૧૩

સુંદર છબી તારીરે પ્રેમદા ( ૨ )
પ્રેમ પુરણુ મમ દુઃખ હરણુ
સુધમતી વીસારીરે પ્રેમદા... સુંદર
ગૌરવદન ગુલવૃક્ષ કીશોરી
મદન સદન છબી તારીરે પ્રેમદા... સુંદર
નવ યૌવના રસ ભરી રસીકડી
હરખે નીરખું છબી તારીરે પ્રેમદા.... સુંદર



# અંક બીજો

---

૧૪

કનકાવતી—ઓ ભાગ્યદેવી તું પામર નરને શાને દમે(૨)
શાને દમે શાને ભમાવે, શાને પીડા આપે
સુખ શાંતિ સૌઉ વૈભવ લઈને દુઃખ તું આપે... ઓ
આશામાં નિરાશા દઇને મુજ હૃદયને તેં દુભ્યું
ભાગ્ય દશા પલટાઇ જતાં સીધાનું અવળું થાએ.......ઓ

મોહીની; ગરબડ— ૧૫

છો પિયુ પપૈયા પ્રેમી, જાવું વનવન વન માળી
નીચા લોચનીઆ ઢાળી
મારૂં કૂણી કામ કટારી. છો પિયુ
આ મનડું કીધું તમો કારી,
છો પ્રાણ પ્રિયા તમે મારી.
કેશ કલાપના શ્યામ રંગે ભ્રમર કરે છે ગુંજારી
છો પિયુ........
હાય, હાય, જીવડો કાપ્યો
મને નાખ્યો છે મારી
દિલભર દીલે દલાવો હું કબુલ તમારી પ્યારી
છો પિયુ.......

૧૬

ગરબડ-કલંદરની કટારીના કલંદર આ બન્યા બંદા
કટારી મારવા કાજે બૂરા છે પ્રેમના ફંદા
લશ્કરી-તોફાની તાયફા કાજે તોફાનીઆ રચો ફંદા
તોફાન વીણ સાન ના આવે અહીલો સ્વદેશી ધંધા
ગરબડ-પડે છે દુઃખ માશપર સહેવાના કરૂં ધંધા
પડયાપર પાટુ એ મારે બૂરા છે પ્રેમના ફંદા
લશ્કરી-ત્રીજું જે નેત્ર શંભુનું બનાવે સર્વને અંધા
બતાવે ઝળહળતી જવાળા અહીલો સ્વદેશી ધંધા

કનકાવતી— ૧૭

મને મોહક લાગે હાંરે જગમગ જ્યોતિ નટવરની
શિર મુગટ કુન્ડલ કાનોમાં ગળે મોતીનકી માળા
હસ્ત કંકણ હૃદયે રમે વિશ્વનાથ રસાલારે........ મને
દસ ચમક ચતુર ચાલ જોતાં મુજ ઉમીં માલ
સ્થાપું મુજ અંતર જાલ પ્રભુ પ્રાણ પ્યારારે....... મને

કનકાવતી— ૧૮

મોહીની મુરત પ્રભુની જીગરને ઘાયલ કરે
રટું હરદમ નામ એનું જીગરને ઘાયલ કરે
શું વિશ્વનાથની કૃતિ એવી જગતને વિષે અરે
મેળવ તું પ્રીય પ્રાણનેરે જીગરને ઘાયલ કરે
હૃદય મુજ પાસે નથી મુજ ભ્રાંતિ તેમાં છે અરે
ઓ નાથ ઓ જીવન તમો મુજ દીલ દીવાનું આ કરો....

૧૯

જગતસિંહ કનકાવતી—

રસીલા રસીકવર સુજાણ શ્યામ મુને ના તરછોડશો
લીધો હાથ આપે હાથમાં શ્યામ સુજનેના તરછોડશો
રસિકા ચંદ્રિકા ચંદ્રને પ્યારી
વાદળ છાંયે ના વિખૂટી થનારી
શુભાશિષ નિયંતાની થાય
શ્યામ મુને ના તરછોડશો... ...રસીલા

ગડબડ મોહીની ચંપા }
લશ્કરી વીગેરે } ૨૦

આનંદથી વધાવો સઉએ વર કન્યાને આમ
આશીષ આપો તમે જોડલાંને તમામ
વરકન્યા વધો બહુ વૃક્ષવેલી વધે તેમ
સઉ સાથે હળીમળી માંગીએ પ્રભુની રેંમ
વગડાવો વાજાં સહુએ હળીમળીને તેમ
આનંદ મંગળ થાએ સહુના મનને જેમ
છુટ્યો આખર અલ્યાહું બુરા છે પ્રેમના ફંદા
સીંઞલથી ડબલ થયો ગૃહીલો સ્વદેશી ધંધા

# અંક ત્રીજો.

સજ્જન }
હીરમલ } ૨૧

ભાઇ શું ભવ અટવી અથડાયો (૨)
રાચો મોહ્યો આંહી ભલા તેં સુજ્ઞ માર્ગના પાયો....ભાઇ
સુંદર નયન તન તીવ્ર કટાક્ષે તુજને અંધ બનાયો
મોહીની સુરત તુજ દુઃખ મુરત છે
સમજ આખર પસ્તાયો—ભાઇ
કર્મધર્મને ધ્યાન સાન સહુ ખોવાને શું ધાયો
જો ધારીશના સુજ્ઞ પંથતો સમજ આખર પસ્તાયો—ભાઇ

જગતસિંહ— ૨૨

પ્રભુ તું છે જગ આધાર
પતિત ઉધારણ જગતું તારણ
હું ગરીબને તું ઉદ્ધાર, પ્રભુ તું છે જગ આધાર
વિનવું વિશ્વનાથ સફળ કર મુજકામ
ભક્તજનોને તું ઉદ્ધાર—પ્રભુ

ચંપા— ૨૩

વારૂ મારા પાતળીયા પ્રીતથી પધારો (૨)
લટકતી ચાલપર ભલ ભલા લોભાએ (૨)
દેખી કાતીલ નયન પાણી પાણી થાએ (૨)
પ્યારા દેખી ચાલુ જમાનો ઝટ તમે પધારો—વારૂ

આ વેલી પુષ્પ ખીલ્યું પૂરા રંગીલા બ્હારથી (૨)
અલીની થતી ચઢાઇ અટકાવો વ્હારથી (૨)
નહિતો છુંદાશે પુષ્પ માનો તૂટે કૂણી કમાનો—વારૂ

ગડબડ ચંપા— ૨૪

ગડબડ સ્વામી આવ્યો રૂપૈયા કંઇ ન લાવ્યો
મારા વંઠેલ ભટકવાની ટેવ છે—ગડબડ
નસિબમાં તો એવું, હાં કાંઇના લેવા દેવું
મારી વ્હાલી જુગારની ટેવ છે—ગડબડ
પાંચસોનો ઘોડો ને ત્રણસોની ગાડી
આ લડાઇના વખતમાં હું કયાંથી લાવું લાડી
મારી વ્હાલી જુગારની ટેવ છે—ગડબડ
મારૂ ધપ્પે ધપ્પે ઉરાડું ટપ્પે ટપ્પે
ચાલ નીકળ ભટકવાની ટેવ છે—ગડબડ

નાયકા— ૨૫

અણમોલડાં છે (૨)
અમ માતનાં સંતાનો
માતના સંતાનો અમ માતનાં સંતાનો—અણમોલડાં
દીવ્ય પ્રેમ ધારી નેમ કાર્યો જે કરતા (૨)
નીતિ રીતી ધર્મને કર્તવ્યના વિચરતા (૨)
કૂલડે વધાવો (૨) તે માતના સંતાનો અણમોલડાં
શુરવીર ધારીધીર રણમાં સંચરતા (૨)

વિજયમાળ ધરી મુખાણુ કીર્તિને વિરતા (૨)
શુભ યશ ગાવો હાં કુલડે વધાવો
તે માતના સંતાનો—અણમોલડાં

કનકાવતી— ૨૬

છોડો છોડોને મારા માડી જાયા વીર વિનવું કર જોડી
શિરપર મુજ વિજળી પડતી
તવ આજ્ઞા સુણી હું રડતી—છોડો
માનસ સર પરહંસને હંસાણી કરતાં ગેલ
શા કારણ પરખી બને સમજ ભાઈ હું બેન
શો અપરાધ મુજનો કહેને (૨)
અપરાધી છતાં દયાહેને (૨)—છોડો

સર્વે— ૨૭

રત્ન વાધજો અમ ભારતે સઉ પ્યારા સારાં
મેરૂ અચળ જેવી દેશભક્તિ ધારણ હારાં—રત્ન
શાક્ત ભક્તિ દેશ સેવે વાવરજો શાણા
ઘેલાબચો દેશતણી ભક્તીમાં શાણા
લાડીલા તનુજો ભારતનાં—રત્ન
ભાગ્ય દેવી રીઝશે આ સત્વરે ઓ વ્હાલા
ઇશ કૃપા સત્વરે સઉ પ્રાપ્ત થશે પ્યારા.
વંદે માતરના ગાવો ગાણા—રત્ન

શાંતિ શાંતિ શાંતિ.